# 11. એક જાદુઈ પત્રની વાર્તા



- રતિલાલ બોરીસાગર

જન્મ : 31-8-1938

રતિલાલ બોરીસાગર અમરેલી જિલ્લાના સાવરકુંડલાના વતની છે અને હાલ અમદાવાદ રહે છે. તેઓ ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ, ગાંધીનગરમાં નાયબ નિયામક રહી ચૂક્યા છે. હાસ્ય-સાહિત્ય ક્ષેત્રે પોતાની આગવી શૈલી દ્વારા સાહિત્યરસિકોનાં દિલ જીતી લીધાં છે. તેમના હાસ્યલેખોમાં જીવનની સામાન્ય-અસામાન્ય સ્થિતિમાંથી વિશિષ્ટ નિરીક્ષણ તથા મર્મગ્રાહી દૃષ્ટિથી હાસ્ય નિષ્પન્ન થાય છે. માણસની ચિત્રવિચિત્ર ખાસિયતોનું વેધક ચિત્ર તેમનાં સર્જનમાં ઊપસે છે. 'મરક-મરક' અને 'આનંદલોક' એ તેમના જાણીતા હાસ્યગ્રંથો છે. આ ગ્રંથોને વિવિધ પારિતોષિકો પ્રાપ્ત થયાં છે.

એક કાલ્પનિક ઘટનાનો આશરો લઈને વિશિષ્ટ પરિસ્થિતિ ઊભી કરીને એને પૂરેપૂરી ચગાવીને 'એક જાદુઈ પત્રની વાર્તા'માં લેખકે ખરેખર વાર્તા જેવો રસ નિષ્પન્ન કર્યો છે. પ્રસંગોની રજૂઆત, સંવાદોની વેધકતા તથા નર્મયુક્ત ગદ્યશૈલી દ્વારા હાસ્યકથાનો સુંદર પરિચય કરાવે છે.

નિરંજન એક રવિવારે મારે ત્યાં આવ્યો, કહે : ''ચાલ, આજે પહેલા શોમાં ફિલ્મ જોવા જવું છે.''

''ટિકિટ લાવ્યો છે ?'' મેં પૂછ્યું.

''ના ટિકિટ તો નથી, પણ...''

''ટિકિટ ન હોય તો આજે, રવિવારે ફિલ્મ જોવાની વાત પણ કેવી રીતે થઈ શકે ?''

''તું ચાલ તો ખરો, કંઈ મેળ પડી જાય તો ઠીક છે, નહિતર પાછા...''

થિયેટર કંઈ બહુ દૂર ન હતું ને ઘેર ખાસ કંઈ કામ ન હતું, એટલે હું એની સાથે નીકળ્યો. પણ થિયેટર પર 'હાઉસફૂલ'નું પાટિયું ઝૂલતું હતું.

‘‘કેમ હું ખોટું કહેતો હતો ? આજે યાર, પત્તો જ ન ખાય.’’ મેં કહ્યું. નિરંજન ઘડીભર તો ઝંખવાણો પડી ગયો, પણ એકાએક તેનો ચહેરો ચમકી ઊઠ્યો. તેણે ખિસ્સામાંથી એક કાગળ કાઢીને મારા હાથમાં મૂક્યો. છાપેલા લેટરપેડ પર કશુંક લખ્યું હતું. મેં ઘણીવાર ખરાબ અક્ષરોમાં લખાયેલું વાંચ્યું છે - એટલે કે વાંચવાનો પ્રયત્ન કર્યો છે, મારા પોતાના અક્ષર પણ કંઈ બહુ સારા નથી, પણ આ પત્રના અક્ષરો જેવા ખરાબ અક્ષરો મેં આજ સુધી ક્યારેય જોયા ન હતા. જેમ સુલેખનની હરીફાઈઓ થાય છે, તેમ જો કુલેખનની હરીફાઈઓ યોજાય તો આ અક્ષરોનો લખનારો જ્યાં સુધી એમાં ભાગ લે, ત્યાં સુધી બીજા કોઈને ઇનામ જ ન મળે ! ખરાબ અક્ષરોમાં લખાયેલા પત્રોમાં લખાણ કદાચ પૂરેપૂરું ન ઊકલે તેમ બને, અરે, જરા પણ ન ઊકલે એમ પણ બને, પરંતુ પત્ર કઈ ભાષામાં લખાયેલો છે એ તો ઉકેલવાનું બહુ મુશ્કેલ હોતું નથી, પણ આ પત્ર તો કઈ ભાષામાં લખાયો છે તેની પણ સમજ પડે તેમ નહોતું.

‘આમાં શું લખ્યું છે ?’ મેં નિરંજનને પૂછ્યું.

‘‘એની તો મને પણ સમજ પડતી નથી. પણ આ મારા એક દૂરના કાકાનો લખેલો પત્ર છે. મારા કાકા પોતે પણ એમણે એક વાર લખેલું લખાણ ફરી વાંચે છે, ત્યારે પૂરું ઉકેલી શકતા નથી. એમણે આ પત્ર આપીને મને મારાં કાકી પાસે મોકલ્યો હતો. આમ તો મારાં કાકી પણ મારા કાકાનું લખેલું કશું વાંચી શકતાં નથી. વેવિશાળ પછી મારા કાકાએ મારાં કાકીને જે પત્રો લખેલા તે કાકીએ લગ્ન પછી મારા કાકા પાસે વંચાવવાનો પ્રયત્ન કરેલો. મારા કાકા એ પત્રો પૂરેપૂરા ઉકેલી શક્યા તો ન હતા, પણ યાદશક્તિને આધારે, ને વધુ તો કલ્પનાને આધારે મારા કાકાએ એ પત્રોમાંથી કેટલુંક ઉકેલી આપ્યું હતું. આજે પણ મારા કાકાના એ પ્રેમપત્રો ખુલ્લા રખડતા હોય છે, કેમકે કોઈ એ વાંચી જાય તેવો ભય હોતો નથી.’’ નિરંજન એના કાકાના અક્ષરો ઉકેલી શકતો ન હતો, પણ એ અક્ષરો વિશેનો એનો અભ્યાસ ઘણો ઊંડો હોય એમ લાગ્યું. નિરંજન થોડીવાર માટે અટક્યો એનો લાભ લઈને હું બોલ્યો : ‘‘હા, પણ તેનું અહીં શું છે ? ફિલ્મ ન જોવાઈ એટલે શું આ પત્ર ઉકેલવામાં ત્રણ કલાક ગાળવા છે ? અને જો એવો વિચાર હોય, તો મારો સ્પષ્ટ મત છે કે ત્રણ કલાક તો શું પણ ત્રણ ભવેય આ ન ઊકલે.’’

‘‘તેથી જ મને લાગે છે કે આપણે ફિલ્મ જોઈ શકીશું.’’ નિરંજને કહ્યું.

‘‘કેવી રીતે ?’’ મને નિરંજનની વાત ન સમજાઈ.

‘‘ચાલ મારી સાથે,’’ કહી નિરંજન આગળ ચાલ્યો ને મૅનેજરની કૅબિન અંદર ઘૂસ્યો. હું પણ થોડો ગભરાતો ગભરાતો પાછળ-પાછળ દાખલ થયો. નિરંજને શાંતિથી એ પત્ર મૅનેજરના હાથમાં મૂક્યો. મૅનેજરે પત્ર ઉખેળ્યો ને અંદરનું લખાણ જોઈ સ્તબ્ધ બની નિરંજન સામે એ જોઈ રહ્યા. ‘‘આ શું છે ?’’ પેલો સનાતન પ્રશ્ન એમના મુખમાંથી પણ સરી પડ્યો.

‘‘વેદસાહેબનો પત્ર છે.’’ નિરંજને અત્યંત ગંભીરતાથી કહ્યું. ‘‘વેદસાહેબ ? વેદસાહેબ...’’ મૅનેજરને ઓળખાણ પડી નહીં ને પત્રમાં કશું ઊકલ્યું નહીં, એટલે એ સહેજ મૂંઝાઈ ગયા. પરિસ્થિતિનો લાભ લઈ નિરંજને એમને અર્ધેથી અટકાવીને કહ્યું : ‘‘વેદસાહેબ લાયન્સ ક્લબના ડિસ્ટ્રિક્ટ ગવર્નર છે. મારા એ કાકા થાય. એમણે કહ્યું છે કે મૅનેજરસાહેબને આ પત્ર આપશો, એટલે એ બંને મિત્રો માટે ફિલ્મ જોવાની વ્યવસ્થા કરી આપશે.’’



મૅનેજર દિગ્મૂઢ બનીને ઘડીક પત્ર સામે જુએ ને ઘડીક નિરંજન સામે જુએ. એણે ચશ્માંના કાચ પણ બે-ત્રણ વાર સાફ કરી જોયા, પણ કંઈ વળ્યું નહીં, એટલે એણે નિરંજનને કહ્યું : ''તમે તો જાણો છો કે આજનો શો 'હાઉસફૂલ' છે.''

''હા, સાહેબ,'' નિરંજને ઠાવકાઈથી કહ્યું. ''કંઈ નહીં, હું કાકાને કહી દઈશ. આપ ચિંતા ન કરો.'' આટલું કહી એણે અત્યંત સ્વાભાવિકતાથી મૅનેજરના હાથમાંથી પત્ર લઈ લીધો. મૅનેજર બિચારા ફરી વિચારમાં પડી ગયા. આવા વિકટ પ્રશ્નનો સામનો કરવાનું એમની આજ સુધીની કારકિર્દીમાં આવ્યું ન હતું, એમ એમના ચહેરા પરથી સ્પષ્ટ જણાતું હતું. ''ઊભા રહો, હું બે એક્સ્ટ્રા ચૅર્સ મુકાવી દઉં,'' કહી એમણે ઘંટડી મારી. પ્યૂન આવ્યો એટલે એમણે એને કહ્યું : ''બાલ્કનીમાં બે એક્સ્ટ્રા ચૅર્સ મૂકીને બંને ભાઈઓને ત્યાં બેસવાની વ્યવસ્થા કરી દે.'' ''જી સાહેબ !'' કહી પટાવાળો અમને બંનેને લઈને ચાલ્યો. હું તો સ્તબ્ધ બની ગયો હતો. નિરંજન ટીખળી હતો, બીજાને પજવવાના જાતજાતના નુસખા તે શોધ્યા કરતો, પણ એનું આજનું સાહસ અપ્રતિમ હતું. અમે અંદર બેઠા, એટલે નિરંજને વિજયનું એક ભવ્ય સ્મિત કર્યું. ઇન્ટરવલમાં પટાવાળો ફરી આવ્યો. તેણે કહ્યું : ''તમને બંનેને સાહેબ બોલાવે છે.'' આ સાંભળી મારા તો મોતિયા મરી ગયા. મને થયું : ''નક્કી પોલ પકડાઈ ગઈ લાગે છે ને હવે પોલીસને હવાલે જ કરી દેશે તો અમારું શું થશે ?'' મેં નિરંજનને કહ્યું : ''નિરંજન, મામલો ગંભીર જણાય છે. ફસાઈ જઈશું હોં ! આપણે નથી જવું. ક્યાંક પોલીસમાં પકડાવી દેશે તો ?''

''પેલો પત્ર છેને ? બતાવીને છૂટી જઈશું.'' કહી નિરંજન હસ્યો. અમે ઑફિસમાં ગયા. ''આવો, બેસો ! ચા લેશોને ?'' મૅનેજરે અત્યંત વિવેકથી પૂછ્યું.

''એવી તકલીફ રહેવા દો, સાહેબ !'' નિરંજને પણ ખૂબ ઠાવકાઈથી પ્રત્યુત્તર આપ્યો.

‘‘અરે, એમાં તકલીફ શાની ? ચા તો મંગાવી જ લીધી છે. તમને ફિલ્મ જોવામાં કંઈ તકલીફ તો નથી પડી ને ?’’

‘ના રે, ના સાહેબ ! આપે આજે અમને ઘણી મદદ કરી છે.’’ મેં કહ્યું. શિષ્યમાં પોતાની વિદ્યા ઊતરતી જોઈ ગુરુ જેમ પ્રસન્ન થઈને વાત્સલ્યપૂર્ણ નેત્રે શિષ્ય પ્રતિ જોઈ રહે, તેમ નિરંજન મારી સામે જોઈ રહ્યો.

‘‘અરે, એમાં મદદ શાની ? એ તો અમારી ફરજ છે.’’

ચા પિવાઈ રહી. અમે મૅનેજરને નમસ્તે કરીને બાકીની ફિલ્મ પૂરી કરવા અંદર ગયા.

આમ, તે દિવસે રવિવાર હોવા છતાં અને અગાઉથી ટિકિટ ન લીધી હોવા છતાં અમે ફિલ્મ જોઈ ને તે પણ મફત. નિરંજને કહ્યું : ‘‘મજા આવીને ? તેં તો સાલા, એકને બદલે બે ફિલ્મ જોઈ ખરું ? હવે ક્યારેય આવું કામ હોય તો કહેજે. આ જાદુઈ પત્રથી થઈ જશે.’’

* * *

એક સુવિખ્યાત કંપનીમાં કેટલાક ક્લાર્ક લેવાના હતા. મેં અરજી કરી હતી. પંદર દિવસ પછી મારો ઇન્ટરવ્યૂ હતો. મને આ જાદુઈ પત્ર લઈને કંપનીના મૅનેજરને મળવાનો તુક્કો સૂઝ્યો. ‘જ્યાં દેવદૂતો પગ મૂકતાં ડરે છે, ત્યાં મૂર્ખાઓ દોડી જાય છે.’ એ ઉક્તિ મેં ઘણીવાર સાચી ઠેરવી છે. મેં નિરંજનને વાત કરી ને પેલો પત્ર આપવા કહ્યું. નિરંજને કહ્યું : ‘‘પત્ર આપવામાં તો કશો વાંધો નથી, પણ તને એનો ઉપયોગ કરતાં નહિ આવડે તો નોકરી તો બાજુ પર રહેશે ને ક્યાંક ભરાઈ પડીશ.’’ પણ મને હવે આત્મવિશ્વાસ આવી ગયો હતો. મેં કહ્યું : ‘‘તારી સાથે રહીને મેં એ આવડત કેળવી લીધી છે. ગુરુએ શિષ્ય પર ભરોસો રાખવો જોઈએ.’’

નિરંજને મને પત્ર આપ્યો. પત્ર લઈને હું કંપનીની હેડઑફિસે પહોંચી ગયો. મૅનેજરના પી.એ.ને મેં ચિઠ્ઠી મોકલી કહેવડાવ્યું કે લાયન્સ ક્લબના ડિસ્ટ્રિક્ટ ગવર્નરનો પત્ર લઈ હું મૅનેજરસાહેબને મળવા માગું છું. થોડીવારમાં તેડું આવ્યું. મૅનેજરના પી.એ.ની ઑફિસમાં મને લઈ જવામાં આવ્યો. મારી ગભરામણ વધતી જતી હતી. મારાથી કંઈ ગલ્લાંતલ્લાં થઈ જાય તે પહેલાં મેં મારું અમોઘ શસ્ત્ર વાપરી નાખ્યું. એકદમ પેલો પત્ર મેં પી.એ.ના હાથમાં મૂકી દીધો. પત્ર જોઈને એ ચમક્યા. તેણે કહ્યું : ‘‘આ તો વેદસાહેબનો પત્ર છે !’’

‘‘હા,’’ મેં કહ્યું.

‘‘તમે એમને ક્યાંથી ઓળખો ?’’

‘‘મારા કાકા - મિન્સ કે મારા મિત્રના કાકા છે.’’

‘‘પત્રમાં શું લખ્યું છે ?’’ પેલો સનાતન પ્રશ્ન તેના મુખમાંથી સરી પડ્યો.

‘‘મેં પત્ર ઉખેળ્યો નથી.’’

''ઉખેળ્યો હોત તોય...'' કહી તે જરા હસ્યા ને ઊભા થઈને અંદરની કૅબિનમાં ગયા. હું ખરેખર ગભરાઈ ગયો. કુરુક્ષેત્રના મેદાનમાં મૂંઝાઈ ગયેલા અર્જુન જેવી મારી સ્થિતિ હતી, પણ મારો કૃષ્ણ નિરંજન ત્યાં હાજર ન હતો. થોડી વારે પી.એ. બહાર આવ્યા ને કહ્યું : ''અંદર જાઓ, સાહેબ બોલાવે છે.'' હવે તો હું ધ્રૂજવા લાગ્યો. ઘડીભર તો મને થયું કે અહીંથી નાસી છૂટું. પણ એમ કરવામાંય હિંમત ચાલી નહિ. ફાંસીની ખોલી તરફ જતો હોઉં તેમ ઘસડાતે પગે હું અંદર ગયો. અંદર સાહેબ બેઠા હતા. હું અંદર ગયો, ત્યારે એ પત્ર ઉકેલવામાં મશગૂલ હતા. હું જઈને ઊભો રહ્યો એટલે કહે : ''બેસો.'' હું બેઠો એટલે એમણે પૂછ્યું : ''તમે વેદસાહેબને કેવી રીતે ઓળખો ?''

''મારા મિત્ર નિરંજન વેદના એ કાકા થાય.'' મને લાગ્યું કે પત્રની અસર થઈ રહી છે. ''એમ ? નિરંજન તમારો મિત્ર છે ? સારું આ પત્ર તો મારો જ છે. મારા જ અક્ષર છે.'' સ્વગત બોલતા હોય એમ કહ્યું : ''પણ શું લખ્યું છે, તેનો અત્યારે ખ્યાલ નથી આવતો. તમે કહો છો કે આ પત્ર મારા પર લખાયેલો છે, પણ એનો મેળ બેસતો નથી. મેં મારી જ ઉપર કદી પત્ર લખ્યો હોય એવું મને યાદ આવતું નથી.'' આ સાંભળીને મને તો ધરતી ફરતી લાગી. સાહેબના ટેબલ પર પડેલા પાટિયા પર મારી નજર પડી. લખ્યું હતું : 'એમ. જી. વેદ.' મારું નસીબ મને ખુદ વેદસાહેબ પાસે જ ખેંચી લાવ્યું હતું ! મેં નિરંજનને વાત કરી હોત, તોય આ ગોટાળો ન થાત. જો કે વેદસાહેબ તો હજુ પત્ર ઉકેલવામાં જ પ્રવૃત્ત હતા. થોડીવાર પત્ર સામે જુએ, વળી મારી સામે જુએ, પછી જાણે સ્વગત બોલતા હોય એમ ફરી બોલ્યા : ''મેં નિરંજનને એના કોઈ ભાઈબંધ માટે આવો પત્ર લખી આપ્યો હોય એવુંય યાદ નથી આવતું, પણ આ લેટરપેડ ને અક્ષર તો મારા જ છે, માત્ર પત્ર કોને ઉદ્દેશીને લખ્યો છે, તેનો ખ્યાલ નથી આવતો. એ જો ખ્યાલ આવે તો કંઈક સમજાય, પણ... ઑલરાઇટ, તમારે કામ શું છે ?'' ''સાહેબ ! મેં અહીં ક્લાર્કની નોકરી માટે અરજી કરી છે.'' ''ઓહો ! એમ વાત છે ? અઠવાડિયા પછી તપાસ કરજો.''

- અને આજે હું વેદસાહેબની ઑફિસમાં ક્લાર્ક છું. અલબત્ત, પેલો જાદુઈ પત્ર વેદસાહેબ પાસે જ રહી ગયો એનો અફસોસ મને ને નિરંજનને દિવસો સુધી રહ્યા કર્યો હતો.

## ● ટિપ્પણ

**વેવિશાળ** સગાઈ **લાયન્સ ક્લબ** એક આંતરરાષ્ટ્રીય સામાજિક સંસ્થા **દિગ્મૂઢ** આશ્ચર્યચકિત **વિકટ** કઠિન **નુસખા** ખોટા દાવા, પ્રયોગો **ગલ્લાંતલ્લાં** આડુંઅવળું **અમોઘ** મૂલ્યવાન **મશગૂલ** તલ્લીન

## ● રૂઢિપ્રયોગ

**ઝંખવાણા પડી જવું** - છોભીલા પડી જવું; ખસિયાણા પડી જવું.

**સ્તબ્ધ થઈ જવું** - આશ્ચર્યચકિત થઈ જવું.

**ઠાવકાઈથી કહેવું** - ગંભીરતાથી કહેવું

**મોતિયા મરી જવા** - હોશ ગુમાવવો, હિંમત હારી જવી

**ભરાઈ પડવું** - ફસાઈ જવું

● ભાષા-સજ્જતા

## • ક્રિયાપદ •

**નીચેનાં વાક્યો વાંચો અને ઘાટા શબ્દો ક્યાં આવ્યા છે તે જુઓ :**

- તે ટિકિટ **લાવ્યો છે.**
- હું એની સાથે **નીકળ્યો.**
- કાગળ કાઢીને મારા હાથમાં **મૂક્યો.**
- મેં નિરંજનને **પૂછ્યું.**

આ વાક્યોમાં જે શબ્દો ઘાટા છે, તે બધા સામાન્ય રીતે અંતે જ આવે છે. એમને બીજા શબ્દોથી આગળ લખવામાં આવતા નથી. એવું લખીએ તો શું થાય જુઓ.

- ટિકિટ છે લાવ્યો તે.
- હું એની નીકળ્યો સાથે.

તમે જ કહેશો કે એવું ન ચાલે. સામાન્ય રીતે વાક્યને અંતે આવનાર શબ્દ કે શબ્દજૂથને **ક્રિયાપદ** કહેવાય છે. થોડાંક વાક્યોમાં ક્રિયાપદ શોધવાનું કામ કરી જોઈએ :

**નીચેનાં વાક્યોમાં ક્રિયાપદ શોધો :**

(1) વડલો આળસ મરડી ઊભો થયો.

(2) મારા જેવું ઊડી બતાવો.

(3) હંસો વડલા હેઠળ બેઠા.

વધારે મહાવરો કરવો હોય, તો કોઈ પણ ચોપડી કે છાપું ખોલો અને એમાંથી ક્રિયાપદો શોધો.

આ ક્રિયાપદ વાક્યમાં શું કામ કરે છે ? એ કોઈક જગ્યાએ વાક્યમાં અંતે ન આવ્યું હોય તો કેવી રીતે ઓળખવું ? અથવા આપણે વિચારીને વાક્ય લખતી વખતે અંતે શું રાખવું ? તો ચાલો, ક્રિયાપદની બીજી ઓળખ મેળવીએ.

- હું ખોટું કહેતો હતો.
- મૅનેજરના હાથમાંથી પત્ર લઈ લીધો.

આ બે વાક્યોમાં ક્રિયાપદ જુદા-જુદા પ્રકારનો અર્થ આપે છે. એકમાં ખોટું કહેવાની સ્થિતિ બતાવે છે અને બીજામાં પત્ર લઈ લેવાની ઘટના બતાવે છે. ક્રિયાપદનું વાક્યમાં આ જ કામ છે. સ્થિતિ બતાવવી અથવા ઘટના બતાવવી. એટલે **જે શબ્દ અથવા શબ્દજૂથ સ્થિતિ અથવા ઘટના બતાવે તે ક્રિયાપદ.**

હવે કોઈ એવું વાક્ય લઈએ, જેમાં ક્રિયાપદ અંતે ન આવ્યું હોય. તમારામાંથી કોઈએ જો આખા પાઠનાં બધાં વાક્યોમાં ક્રિયાપદ શોધવાનો પ્રયત્ન કર્યો હોય, તો એને નીચેનાં વાક્યો ગમ્યાં હશે :

- તું ચાલ તો ખરો.
- ચાલ મારી સાથે.

આ વાક્યમાં 'તું ચાલ', 'ચાલ' એમને વાક્યની શરૂઆતમાં મૂક્યાં છે. આપણે કહ્યું હતું કે સામાન્ય રીતે, કારણ વિના આવું ન થાય. આ વાક્યોને છટાદાર (વિશિષ્ટ હાવભાવથી) બોલવા માટે ક્રમ ફેરવીને લખ્યાં છે. તમે પાઠ વાંચો, ત્યારે ક્રિયાપદની જગ્યા બદલવાના પ્રયોગો નોંધજો અને એમાંથી કેવો અર્થ કે કેવી છટા ઊભી થાય છે, તે નોંધો. જરૂર લાગે ત્યાં શિક્ષક સાથે ચર્ચા કરો.

હવે નીચેનાં વાક્યો ધ્યાનથી વાંચો અને ક્રિયાપદ ક્યાં છે ? તે જુઓ.

(1) હું ત્યાં ગયો, તો બૅન્ક બંધ. (સ્થિતિ)

(2) ચોકીદાર બૅન્ક બંધ કરતો હતો. (ઘટના)

કોઈ પૂછશે કે આમાં ક્રિયાપદ ક્યાં છે ? પહેલા વાક્યમાંથી 'હતી' એવો શબ્દ જ કાઢી નાખ્યો છે. જે ક્રિયાપદો સ્થિતિ બતાવે છે એમાં 'છે', 'હતો' કે 'હોય' જેવાં ક્રિયાપદ શબ્દો આવે. 'બૅન્ક બંધ હતી' એવું કહેવાને બદલે 'હતી' કાઢી નાંખીને 'હું ત્યાં ગયો તો બૅન્ક બંધ' એમ કહે તો વાત એ જ છે, પણ જરા છટાથી કહેવાય છે. **સ્થિતિ બતાવતાં વાક્યોમાં જ આવું થઈ શકે છે. ઘટના બતાવતાં વાક્યોમાં આવું ન થાય.**

બીજું વાક્ય વાંચો. બીજા વાક્યમાં 'કરતો હતો' એવું કાઢી ન શકાય, ખરુંને ?

**● અભ્યાસ**

## 1. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :

(1) નિરંજન અને તેના મિત્રએ ફિલ્મ જોવા જવાનું ક્યારે નક્કી કર્યું ?

(2) પત્ર કોણે લખ્યો હતો ?

(3) વેદસાહેબ કયો હોદ્દો ધરાવે છે ?

(4) ફિલ્મ જોવા માટે મૅનેજરે શી વ્યવસ્થા કરી ?

(5) નિરંજનના મિત્રને ક્યાં અને કઈ નોકરી મળી ?

● **સ્વાધ્યાય**

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો.**

(1) પત્ર જાદુઈ કેમ લાગ્યો ?

(2) નિરંજનને પત્રથી શો લાભ થયો ?

(3) નિરંજનના મિત્રએ પત્રનો કેવો ઉપયોગ કર્યો ?

(4) વેદસાહેબ વિશે પાંચ-સાત વાક્યો લખો.

**2 નીચેના પ્રશ્નોના ઉત્તર વિચારીને લખો.**

(1) તમે આ પત્રનો ઉપયોગ કેવી રીતે કરશો ?

(2) આ પત્રથી બંને મિત્રોને શો ફાયદો થયો ?

(3) 'થિયેટર પર 'હાઉસફૂલ'નું પાટિયું હતું.' આવી બીજી સૂચનાઓની યાદી બનાવો.

**3. નીચેના રૂઢિપ્રયોગોના અર્થ આપી તેનો વાક્યમાં પ્રયોગ કરો.**

(1) ઝંખવાણા પડી જવું

(2) સ્તબ્ધ થઈ જવું

(3) મોતિયા મરી જવા

**4. નીચેનાં વાક્યોમાં યોગ્ય વિરામચિહ્નો મૂકો :**

(1) કેમ હું ખોટું કહેતો હતો

(2) તેથી જ મને લાગે છે કે આપણે ફિલ્મ જોઈ શકીશું નિરંજને કહ્યું

(3) ના સાહેબ આપે આજે અમને ઘણી મદદ કરી છે

**5. નીચેનાં વાક્યોમાંથી ક્રિયાપદ શોધી તેની મૂળ જગ્યા પર મૂકી, વાક્ય ફરીથી લખો :**

(1) આવો ખાવા મારાં ચાખેલાં બોર.

(2) રાજાએ સાંભળ્યો ફકીરનો જવાબ.

(3) ચારે બાજુ હતાં પંખીઓનાં વીખરાયેલાં પીંછાં.

(4) બા તો ગયાં સીધાં બાપુ પાસે.

(5) તમે વાપરી હશે લાકડામાંથી બનાવેલી કાંસકી.

**6. સૂચના પ્રમાણે કરો :**

(1) આ પાઠમાં વપરાયેલા અંગ્રેજી શબ્દોની યાદી કરો.

(2) વ્યવહારમાં વપરાતા આવા બીજા અંગ્રેજી શબ્દોની યાદી કરો.

(3) આ શબ્દો પૈકી કોઈ પણ બે શબ્દો પરથી ત્રણ-ત્રણ વાક્યો બનાવો.

(4) આ શબ્દો પરથી વાક્યો બનાવવામાં તમને શી મુશ્કેલી પડી ? વર્ગમાં ચર્ચા કરો.

**● પ્રવૃત્તિ**

(1) રમૂજી ટુચકા પ્રાર્થના - સંમેલનમાં કે વર્ગમાં રજૂ કરો.

(2) આપણા હાસ્યલેખકો અને તેમની કૃતિઓની જાણકારી મેળવો.

(3) હાસ્યકલાકાર અને હાસ્યલેખક વચ્ચેનો તફાવત શિક્ષકની મદદથી જાણો.